# અમુલ્ય રત્નમાળા.



રત્ન પહેલું.

સંપાદકઃ-ઝ. એચ. સોટીઆ.

એક આનો.

૧૦૦૦, તા. ૧૧ ૧૧-૩૦.

# બે બોલ.



મોટી વયનાં અને કેળવણી લેતા યુવાનો તેમજ બાળકોને બોધવા માટે મહા પુરૂષોના બોધ વચનોના ન્હાના ન્હાના પુસ્તકો પ્રગટ કરવાની પૃથા યુરોપ, અમેરીકામાં ઘણી છે. આપણા સાહિત્યમાં પણ બોધ વચનોના મ્હોટા પુસ્તકો છે, પરંતુ મધ્યમ અને ગરીબ વર્ગ મ્હોટી કીંમતનાં પુસ્તકો ખરીદી લાભ લઈ શકતા નથી; એવું મ્હારા અનેક મિત્રો કનેથી મેં સાંભળ્યું છે અને એથીજ આવું સાહિત્ય પ્રગટ કરી જનસમુહને લાભ આપવાનાં હેતુથી આ કાર્ય તરફ હું લલચાયો છું. આ રીતે આ માળાનાં અનેક રત્નો દર જોગવાઈએ પ્રગટ કરવાની મારી અભિલાષા છે. વાંચક વર્ગ તરફથી આનો સારો સત્કાર થશે તો મારા આ ન્હાના સાહસમાં મને મ્હોટું પ્રોત્સાહન મલશે.

નવેમ્બર, ૧૯૩૦. સંપાદક.

ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

# અમુલ્ય રત્નમાળા.



## રત્ન પહેલું.

ઓ પ્રભુ ત્હારી ઇચ્છા જેમ સ્વર્ગમાં પ્રવર્તે છે તેમજ આ અમારા જગતપર પણ પ્રવર્તો.

— સ્વામી વિવેકાનંદ

તમે ઈશ્વરના દીદાર કરવા માટે પેદા થયા છો નાશ થવા માટે નહિ.

— હઝરત અલી

આ દુન્યાના સર્વ ફેરફારોમાં અને કસોટીના પ્રસંગોમાં આપણી સાચી સુખ શાન્તિ શુદ્ધ સ્નેહ તથા વિદ્યા પ્રત્યે ભક્તિ રાખવામાં અને સત્કાર્ય કરવામાંજ રહેલી છે.

— ગટે

અડચણના પ્રસંગોની સ્હામે થવામાંજ ખરૂં મનુષ્યપણું છે. અનેક આપત્તિયો અને સંકટો સહન કર્યા સિવાય મુક્તિનો રાજ્યમાર્ગ મળનાર નથી.

— સ્વામી વિવેકાનંદ

પ્રભુની સામે એકરૂપતાનો અનુભવ કરવો એજ આપણા જીવનનો ઉદ્દેશ છે.

આપણે એક નહિ પણ સર્વ છીએ એ મુક્તિની ભાવના છે.

— સ્વામી વિવેકાનંદ

જેવું તું તારી જાન સારૂં ઇચ્છે તેવુંજ તું બીજાઓ સારૂં ઇચ્છજે.

— મહમ્મદ પેગમ્બર

જે ઇશ્વરને તમે જાણ્યા વિના પૂજો છો, તે ઇશ્વર તમારા પોતામાંજ છે, એમ હું તમને કહું છું.

— સંત પૉલ

મનુષ્યને "પોતે આ જગતમાં કંઈક કરી શકે તેમ છે, અને તેની સેવા ખરેખર જરૂરની છે" એ વિચારથી જેટલું પ્રોત્સાહન મળે છે, તેટલું બીજા કશાથી મળતું નથી. સુપ્રત થયેલા કાર્યના કોઇ પણ ભાગને સુધારવાનું અથવા બગાડવાનું-સુંદર અથવા બેડોળ બનાવવાનું આપણા પોતાનાજ હાથમાં છે, એ કલ્પનાથી મનુષ્યને પોતાની જવાબદારી જેટલી સ્હમજાય છે, તેટલી બીજા કશાથી સ્હમજાતી નથી.

— સર ઓલીવર લૉજ

મ્હારી તો માન્યતા છે કે મ્હારૂં જીવન સમગ્ર જાતિને માટે છે, અને જ્યાં સુધી જીવાય ત્યાં સુધી મ્હારાથી જે કંઈ તેને માટે થઈ શકે તે સર્વ કરવાનો મ્હારો હક છે... માનવ પ્રગતિની પ્રથમ શરત એ છે કે **પહેલ કરનારે બીજાં માણસોની દ્રષ્ટિમાં મૂર્ખ બનવાને સર્વ રીતે તૈયાર રહેવું જોઇએ**...મ્હારા મૃત્યુ પહેલાં મારી સર્વ શક્તિ વપરાયલી જોવા મારી ઈચ્છા છે, કારણ કે જેટલું વધારે સખ્ત કાર્ય હું કરીશ તેટલું હું વધારે જીવીશ. મ્હને તો જીવન જીવનની ખાતર વ્હાલું લાગે છે. જીવન મ્હને પોતાને "થોડા સમયના દિપક" ના જેવું નથી લાગતું. તે મ્હને ક્ષણભર મ્હારા હાથમાં આવેલી ઝગઝગતી મશાલના જેવું લાગે છે; અને તે યમદેવને સ્વાધીન થાય ત્યાર પહેલાં જગતને તે જેટલો પ્રકાશ આપી શકે તેટલો બધોજ પ્રકાશ તેની પાસેથી અપાવવા માગું છું.

**— જ્યોર્જ બર્નાર્ડ શૉ**

વિદ્યાની સંપૂર્ણતા એ છે કે માણસનું આચરણ તેની સમાન હોય, ને આચરણની સંપૂર્ણતા એ છે કે તેમાં નિઃસ્પૃહતા જણાય.

**— હઝરત અલી**

ત્હમારા જીવનનો સૂર્ય મૃત્યુના અન્ધકારમાં ડૂબે ત્યારે ત્હમારા દયાના સુકૃત્યોની યાદ ભાવીના તેજસ્વી પટપર ચળકી રહે અને ભલાં કાર્યના રૂપમાં તમે વાવેલાં બીજ ભવિષ્યમાં શતધા ખીલી રહે એવા પ્રકારનું જીવન જીવો.

**— સર જૉન બાિંગ**

એ તો સત્યજ છે કે ભલાં કાર્ય કરવાની શક્તિ અને તેનો વિસ્તાર માણસના પોતાના ચારિત્રપરજ આધાર રાખે છે, માત્ર વાણી કે બુદ્ધિના ઝળકાટ અથવા ચાલાકીથી ચારિત્રના દોષ ઢાંકયા રહેતા નથી.

— પૅજંટ

બીજાની મુશ્કેલીઓ આપણે વેઠી લેવી એ સર્વોત્તમ સેવા નથી; પરંતુ પોતાના દુઃખની ચિન્તા પોતાની મેળે સહન કરે અને મુશીબતોની સામે બહાદુરીથી થઈ શકે એવું ત્હેમને સામર્થ્ય આપવું, ત્હેમના જીવનમાં ઉત્સાહ રેડવો એજ શ્રેષ્ટ સેવા છે.

— લૉર્ડ એવહબરી

દુઃખી જનસમાજની સેવા કરવી એ હંમેશાં મહાન અને ઉમદા કાર્ય છે અને તે પૂરૂં કરવામાં મનુના દરેક બાળકે મૃત્યુ પર્યન્ત ખંતથી મંડયા રહેવું જોઇએ.

— ડૉકટર રૂથ

સદાચારી થવાની ઇચ્છા ઉચ્ચ અને અભિમાન ધરવા લાયક ઈચ્છા છે, અને જેમનામાં એ થોડા પણ પ્રમાણમાં હોય છે તેઓ ઘણા ભાગ્યશાળી છે. કોઈ પણ વિચાર વિચારમાંજ રહે ત્યાં સુધી તે મહત્વનો નથી, જયારે તે સત્કાર્યમાં પરિણમે ત્યારેજ મહત્વનો કહેવાય છે.

— ગટે

દુઃખીના દુઃખને દૂર કરી અને તેના હૃદયને આનંદ આપવો એજ એનો બદલો છે. આપણા દૂઃખ વખતે બીજાને સુખી કરવાનું સ્મરણ પણ આપણને આનંદ આપે છે. **મનુષ્યમાં ઉત્તમ મનુષ્ય તેજ છે કે જે મનુષ્ય જાતિનું કલ્યાણ કરે છે.**

જ્યારે કંઇ બોલો ત્યારે સત્ય બોલો, વચન આપો તો તેનો ભંગ કરતા નહિ. તમારી ફરજ બરાબર બજાવજો, હૃદયમાં અશુદ્ધ વાસના રાખતા નહિ. આ બધું ઇશ્વરને પ્રિય છે.

**— મહમદ પેગમ્બર**

જ્ઞાનનો હેતૂ ડહાપણને પકવ કરવાનો, ચારિત્રને સુધારવાનો, આપણને વધારે સારા, વધારે સુખી, વધારે ઉપયોગી અને જીવનના દરેક શુભ કાર્યમાં વધારે ઉત્સાહી અને વધારે ખંતીલા બનાવવાનો છે.

**— સ્માઈલ્સ**

મરવા માટે દરેક ક્ષણે તૈયાર રહો કેમકે મરણ હમેશાં માથા ઉપર ઉભું છે અને તે તમને બોલાવે તે પહેલાં તેની તરફ કાન માંડી રાખો.

**— હઝરત અલી**

માત્ર ઉપદેશ આપવાને ખાતરજ જ્ઞાન મેળવવું એતો આત્મજાતને તૈયાર કરવા માટે જે જ્ઞાન મેળવવામાં આવે છે તે જ્ઞાનજ જમીનના પાકની પેઠે અનેક આત્માઓને ખરી શાન્તિ આપી શકે છે.

**— ગાર્ડીની**

સહાય ન મેળવી શકાય એવા કેટલાક પ્રસંગો હોય છે પરંતુ સહાય ન આપી શકાય તેવો તો એકે પ્રસંગ નથી.

**જ્યૉર્જ એસ. મેરીઅમ**

આપણને જીવન આપવામાં આવ્યું છે તે આળસુ અને નિર્થક વિચારોને માટે નહિ, પરંતુ શુભ કાર્યોને માટે છે. આપણને આવતા મ્હોટા મ્હોટા સારા સારા વિચારોથી નહિ, પણ આપણે કરેલાં સત્કાર્યથીજ આપણી કિંમત જગતમાં તેમ પ્રભુને ત્યાં અંકાવાની છે. **ઇશ્વર ફક્ત પ્રાર્થનાનીજ દરકાર કરે છે એમ માનનારા મ્હોટી ભૂલ કરે છે.**

**— ઈ. એલ. મેગુન**

અરે એ અંધ અને સારાસારના વિવેક વિનાના માણસો! તમે ભુસાને ભરી રાખો છો અને અનાજને બાળી મુકો છો! જે દ્રવ્યનો તમે ઉપયોગ કરી શકતા નથી તેને તમે એકઠું કરી રાખો છો; અને જે વડે સઘળું મેળવી શકાય તે દ્રવ્યને નકામું જવા દો છો!

**— માર્ડન**

ગુમાઈ ગએલું દ્રવ્ય ઉદ્યોગથી પુનઃ પ્રાપ્ત થશે; નષ્ટ થયેલું આરોગ્ય મિતાહારથી પુનઃ મળશે; ભૂલાઈ જવાયેલું જ્ઞાન અભ્યાસથી પાછું તાજું થશે; પરંતુ ગુમાઇ ગએલો કલાક કોણે ફરીથી જોયો છે? અથવા ખોવાયેલી તક કોણે પાછી મેળવી છે.

**— મિસિસ સિગૂર્નિ**

ઘંટીનો પત્થર અને મનુષ્યનું હૃદય હમેશાં ચક્કાકાર ફર્યાજ કરે છે; જો તેમની પાસે બીજું કાંઈ દળવાનું હોતું નથી તો તેઓ અવશ્ય પોતાના અંગનેજ દળી નાખે છે.

વૉન લૉગો

ત્હારા દુઃખને ભૂલી જઈ ત્હારા બન્ધુને સહાય કર. સુવર્ણને સેવક બનાવ, તું તેનો દાસ બનીશ નહિ. ભિક્ષુકની ઝોળીમાં છૂટે હાથે ભિક્ષા નાખ. આપત્તિના અન્ધકારમાં ગુંગળાતા મનુષ્યને સુખરૂપી પ્રકાશમાં લાવ. સદ્વિચાર કર્યાજ કર; કેમકે ત્હેની પાછળ સત્કાર્ય આવશેજ. — ટેનિસન

મનુષ્યોનો ધર્મ શો છે? પોતાના બાન્ધવોને સહાય આપવી, પોતાની દૈવી સંપત્તિને ખીલવવી, દરેક રીતે થાય તેટલું લોક કલ્યાણ કરવું, કુદરતના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત કરવું, અને ઇશ્વરની ઇચ્છાને અનુસરવું.

— સર ઓલિવર લૉજ

માનવજીવન પર પુષ્પો વર્ષાવ! દરેક પળ આનંદદાયક બનાવ! આત્માને ઉન્નત કર! હૃદયની લાગણીઓને વિસ્તૃત સ્નેહીને સાચું સુખ આપ!

— રીચર્ડ જેફ્રેરીઝ

કુદરત કહે છે કે "ત્હારી પોતાની જાતનેજ ચ્હા." ગૃહ કેળવણી કહે છે કે "ત્હારા કુટુંબપર સ્નેહ રાખ." દેશાજન કહે છે કે "ત્હારા દેશપર પ્રેમ રાખ" પરંતુ ધર્મ કહે છે કે, "સર્વ મનુષ્યોને ભેદભાવ વિના ચ્હા."

— ફ્રેલ્ટ હામ

બીજાને માટે બહુ લાગણી થાય, પોતાની જાતને વિસરી જવાય, સ્વાર્થને અંકુશમાં રખાય અને ઉચ્ચ સ્નેહમાં મગ્ન થવાય, ત્યારેજ માનવ જીવન સંપૂર્ણ બને છે.

**— એડમ સ્મીથ**

ઉત્તમ માતા, સારો બાંધો, પરિશ્રમ-મંદ મુરદાલ માણસોને મન સખ્ત ગણાય એવો પરિશ્રમ-કરવાનો સ્વભાવ, અજેય ઇચ્છાશક્તિ અને અડગ દૃઢ નિશ્ચયબળ, શક્તિઓને વિખરાવા ન દે એવી એકાગ્રતા, અટલ હિંમત, આત્મ સંયમ, બારીકીથી કામ કરવાનો સ્વભાવ, દૃઢ પ્રમાણિકપણું, આનંદી સ્વભાવ, કાર્ય કરવામાં અમર્યાદ ઉત્સાહ, ઉચ્ચ ઉદ્દેશ, ઉમદા કાર્ય કરવાની વૃત્તિ,–આ સર્વ સફળતા પ્રાપ્ત કરાવી આપવામાં ઘણો ભાગ ભજવે છે.

**ઓરિસન સ્વેટ માર્ડન**

મારો રાજમુકુટ મારા અંતઃકરણમાં છે; તે મારા મસ્તકપર નથી, તેમજ તે હીરા માણેકથી શૃંગારવામાં આવ્યો નથી અને તે જોઈ શકાય એમ પણ નથી. મારા રાજમુકુટનું નામ "**સંતોષ**" છે. તે ખરેખર એક રાજમુકુટ કરતાં પણ વધારે છે, કેમકે રાજાઓ પણ ભાગ્યેજ તેનો ઉપયોગ કરી શકે છે.

**— શેકસપિયર**

ચંદનના વૃક્ષો જ્યારે ઉગે છે ત્યારે તે પોતાની આસપાસ સુગંધ ફેલાવતાં નથી; પરંતુ જ્યારે તેમને છુંદી-કાપી નાખવામાં આવે છે ત્યારેજ તે ચોતરફ પોતાનો સુવાસ પ્રસારે છે.

**— ગોલ્ડ સ્મિથ**

સારી આદતથી આપણને અનંત લાભ પ્રાપ્ત થાય છે અને સારી આદત, સારા માણસોનું અનુકરણ કરવાથી, તેમના સંસર્ગમાં આવવાથી, જ્ઞાન પ્રાપ્ત કરવાથી અને સત્કાર્યો કરવાથી પ્રાપ્ત થાય છે. — પ્લેટો

થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો, પરંતુ પુસ્તકોની બાબતમાં કંજુસાઈ અથવા કરકસર કરશો નહિ.

સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત કરે છે, રુચિને શુદ્ધ કરે છે, હલકી પંક્તિના આનંદોનો મોહ નષ્ટ કરે છે અને આપણને ઉચકીને વિચાર અને જીવનની ઉચ્ચતર ભૂમિકાપર મૂકી દે છે.

— ઓરિસન સ્વેટ માર્ડન

જે ગરીબને આપે છે તે ઈશ્વરને ધીરે છે.

— સોલોમન

"ત્હારી પોતાની જાતને છેલ્લી ચાહજે." જો આ અલ્પ સુત્રનો ધર્મ તરીકે સ્વીકાર કરીશ તો દુન્યા ત્હારી સેવાથી જરૂર સારી બનશેજ. માટે જા, અને એ સુત્રને શબ્દથી તથા આચારથી અનુસર. માણસને જે સત્ય ધર્મની આવશ્યક્તા છે તે આજ છે.

— એલ. વિલર વિલ્કૉક્સ

સ્નેહ કદી વ્યર્થ જતો નથી. જો બીજાનો સ્નેહ બદલામાં ન મળે તો તે પાછો વહી મૂળ સ્હાનાર હૃદયને વધારે મૃદુ અને પવિત્ર બનાવશે. — ઈર્વિંગ

કાર્યને વાવશો તો સ્વભાવને લણુશો; સ્વભાવને વાવશો તો ચારિત્ર્યને લણુશો; ચારિત્ર્યને વાવશો તો ભાગ્યને લણુશો.

— જી. ડી. બૉર્ડમૅન

આત્મમાન, આત્મજ્ઞાન અને આત્મસંયમ; માત્ર એ ત્રણ દ્વારથીજ આપણને સર્વોપરિ સત્તા પ્રાપ્ત થાય છે.

— ટેનીસન

ગરીબને આશ્વાસન આપો, નિર્બળને સહાય અને આશ્રય આપો, અને ત્હમારા સર્વ બળથી દુષ્ટતાને ઉઘાડી પાડો; તેથીજ ઈશ્વર ત્હમને ચહાશે, અને ઈશ્વર પોતેજ ત્હમને બદલામાં મળશે. — ઍાલફ્રેડ ધ ગ્રેટ

મનુષ્યને જેટલા પ્રમાણમાં આંતર જ્ઞાન પ્રાપ્ત થશે તેટલાજ પ્રમાણમાં તેનું બાહ્ય જીવન અને વર્તન તેને અનુકૂળ બનશે, તેથી જરા પણ વધારે નહિ.

આર. ડબલ્યુ. ટ્રાઈન

ખરી ઉદારતા સારાસારનો વિચાર કરી આપવામાંજ રહેલી છે. અપાત્રે બતાવેલી દયા શ્રાપ અને પાપ સમાન છે.

માણસ જ્યારે પોતાના જાત ભાઇઓની સેવા કરે છે ત્યારેજ તે દેવના જેવો થાય છે.

— સિસેરો

આપણા કાયરપણાથી આપણાં સંકટોજ ઉલટાં વધારે સમર્થ થાય છે.

— સ્વામી વિવેકાનંદ

ભય, દુ:ખ અને અજ્ઞાનની સાથે યુદ્ધ કર્યા સિવાય તે આપણાથી દૂર જાય એ અશક્ય છે.

**— સ્વામી વિવેકાનંદ**

આ દુન્યામાં સેવા કરવાના પ્રસંગોની ખોટ નથી, પરંતુ આપના મોહને લીધેજ મધ મેળવવાને ફુલને અડકવા જતાં આપણને કાંટા ભોંકાય છે.

**— મેસી**

ત્હમારાથી બને તેટલું, સર્વ રીતે, સર્વ મનુષ્યોનું, સર્વ સ્થળે, હર સમયે, સંપૂર્ણ શાન્તિથી અને ત્હમારાથી બને ત્યાં સુધી કલ્યાણ કરો.

**— ફ્રાન્સિસ પિગુ**

જો સદ્‌ગુણી મનુષ્યો બીજાના કલ્યાણાર્થેજ પોતાના ગુણોનો ઉપયોગ કરે અને ગર્વિષ્ટ બની બીજાના દોષ માટે તિરસ્કારને બદલે સહાનુભૂતિ દર્શાવે તો કેટલાં બધાં મનુષ્યોને તેઓ સન્માર્ગે વાળી શકે?

**— અશાર**

જે જીવન સર્વને સ્નેહથી સ્પર્શે છે તેજ સંપૂર્ણ, સમૃદ્ધિવાન, સુન્દર શક્તિપૂર્ણ, અને નિરંતર ખીલતું હોય છે. જગતમાં સ્નેહ રેડો, અને સર્વ શ્રેય અને પ્રભાભર્યું સ્વર્ગ દુનિયામાંજ આપણે અનુભવીશું. સ્નેહ એજ સર્વસ્વ, તેજ જીવનની ચાવી છે, અને ત્હેની સત્તાથી સમગ્ર જગત ચાલે છે.

**— આર. ડબલ્યુ. ટ્રાઈન.**

વિદ્યા એવો મહાસાગર છે કે જેનો કિનારો નથી, માટે જે વિદ્યા કામ આવે તેવી અને જે લાભદાયક હોય તે સંપાદન કરો.

— હઝરત અલી

સમગ્ર જગત્ બૂમ પાડી રહ્યું છે કે અમારો ઉદ્ધારક મનુષ્ય કયાં છે? અમને એક ખરા મનુષ્યની અપેક્ષા છે. આવા પુરૂષને માટે તમે દૂર દૂર તપાસ કરશો નહિ. તેવો પુરૂષ તમારી નીકટજ છે અને તે બીજો કોઈ નહિ પણ તમે પોતેજ છો; હું પણ છું અને આપણામાંનો પ્રત્યેક માણસ પણ છે...એક માણસને ખરો પુરૂષ કેમ બનાવવો? જો તે તેવો બનવાની ઇચ્છા ધારણ કરી શકતો ન હોય તો તેવો બનવા જેટલું કોઇ પણ કામ તેને માટે કઠિન નથી; અને જો તે તેવી ઈચ્છા ધારણ કરી શકતો હોય તો તેને માટે સાચો મનુષ્ય બનવા જેટલું સહેલું પણ બીજું કાંઇ નથી.

— ઍલેક્ઝાંડર ડુમા

જીવન વર્ષોથી મપાતું નથી. ખાવું, પીવું, ઉંઘવું, અંધકાર અથવા પ્રકાશમાં પડી રહેવું, પ્રવૃત્તિની ઘરેડમાં ફરી દ્રવ્યનાં ચક્રો ફેરવવાં, બુદ્ધિને ફક્ત હીસાબમાંજ રોકવી, અને વ્યાપારની વૃદ્ધિનાજ વિચારો કરવા, એ કાંઈ જીવન નથી. આ સર્વમાં એકજ પ્રકારની માનુષિક ભાવના જાગૃત હોય છે, અને જીવનને સર્વથી વધારે મૂલ્યવાન્ બનાવનાર વૃત્તિઓ, ત્યાં સુધી નિદ્રિત હોય છે. જ્ઞાન, સત્ય, સ્નેહ, સૌંદર્ય, સદ્‌વૃત્તિ, ઈશ્વર ઉપર આસ્થા, આજ સર્વ જીવન યંત્રમાં શક્તિ પ્રેરે છે.

— મીસ માર્ટિનો

પોતાનો ઉદ્દેશ પાર પાડવાની ચીવટનો ઉત્તમ ગુણ સાથીઓ, પંથો કે મીલ્કતના ફેરફારો વચ્ચે પણ બદલાતો નથી અને હિંમત અથવા આશામાં કિંચિત માત્ર પણ ઘટાડો થવા દેતો નથી. વિરોધને થકવી નાંખીને પોતાના લક્ષ્યસ્થાને પહોંચવાના સ્વભાવ વાળા–એ "ચીવટ" ના ગુણ સિવાય પ્રબળ મનઃશક્તિવાળા મનુષ્યમાં બીજું એક પણ સચોટ લક્ષણ હોય એમ હું માનતો નથી.

**— ઈમર્સન**

જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોપર રાજ્ય ચલાવે છે અને મનોવિકાર, ઇચ્છા તથા ભયને તાબે કરે છે તે રાજા કરતાં પણ મોટો છે.

**— મિલ્ટન**

આત્મ વિશ્વાસ એ વીરતાનું પ્રધાન તત્ત્વ છે.

**— ઇમર્સન**

વિદ્યા સત્યનો માર્ગ બતાવે છે. **— હજરત અલી**



